# श्री जगदंबाना

## नवा गरबा.

कर्ता

એક ભક્ત.



'દેશી મિત્ર' એનજીન પ્રીન્ટીંગ પ્રેસ—સુરત.

સંવત ૧૯૬૩. સને ૧૯૦૭.

મૂલ્ય ૭ પાઈ.

# શ્રી જગદંબાના.

## ગરબા

### ૧

"હું તો જોઉં છું તમારી વાટડીરે નંદજીના નંદલાલા" રાગ

જુઓ જુઓ નગરના વાસીરે અંબા આવે છે
હવે દુ:ખ સહુ જાશેજ નાસીરે અંબા આવે છે
જુઓ ઝાંઝરનો થાય ઝણકારોરે અંબા.
સુખ શાંતિનો આવિયો વારોરે અંબા.
આવે આવે ગરબા ગીત ગાતીરે અંબા.
બહુ જોગણીઓ સાથે સુહાતીરે અંબા.
સહુ કંકુને ઉછાળતી આવેરે અંબા.
કંઇ આશિશે ગગનને ગજાવેરે અંબા.
શુભ પગલાં શું કંકુનાં સુહાએરે અંબા.
પદરજનો અકળ મહિમાએરે અંબા.
સહુ રાજતી અતીશ આનંદેરે અંબા.
બધે થાપ્યો આનંદ એ વંદેરે અંબા.
અમી છાંટિ છાંટિ મસ્ત થઇ મ્હાલેરે અંબા.
આધિ વ્યાધિને ઉપાધી સહુ ટાળેરે અંબા.
અતી તેજ જગમાતનું પ્રતાપીરે અંબા.
જેમ જેમ તે રહેજબધે વ્યાપીરે અંબા.

અસુર જીવથી નહીંજ જેરવાએરે અંબા.
સહુ ત્રાસી ત્રાસિ નાસી દુર જાએરે અંબા.
જગત જનની છે પુરણ દયાળુરે અંબા.
એ તો શોભતી સદાય કૃપાળુરે અંબા.
ચાલો ચાલોની પુજન જઇ કરિયેરે અંબા.
વંદિ પાદ પંકજો બધાંય હરિયેરે અંબા.
લિયો પુષ્પથી એ સર્વને વધાવીરે અંબા.
જયકારથી ગગન દો ગજાવીરે અંબા.
ફરિ ફરિ મુજ માત પાય લાગુંરે અંબા.
ખમા ખમા અપરાધ એજ માગુંરે અંબા.
લિધો આસરો સદાય એક તારોરે અંબા.
વરદાયી હાથ મસ્તકે પ્રસારોરે અંબા.

---

૨

" રીસાયાં રસિક સંગાથે રાધા " એ રાગ.

ભલિરે આઇ, ભાવિક જનને વધાઇ
એશે રૂડાં નવરાત તે સુખદાઇ ॥ ભલિરે
તોરણ બહુ બાંધિઆં મંગળકારી
કિધાં કુંકુમે બારણાં ચિતહારી
પુર્યા સાથીઆ બહુ રંગીત ભારી ॥ ભલિ
સુગંધીત ચંદન પિમળ પ્રસારે

પિમળ મૃદુ પુષ્પની વાયુ વિસ્તારે
થની ધૂપ લ્હેરિઓ વાસ વધારે ॥ ભલિ

કપુર તણી આરતી રૂડી ઉતરતી
મધુર ધ્વની વેદના સુરની વિસ્તરતી
પવિત્રતા છાઇ રહી બહુ ફરતી ॥ ભલિ

જુઓ બહુ વેગથી નોબત વાજે
વડીરે શુભ ઘંટા ઘણું ખુબ ગાજે
મધુર કિરતાલનો નાદ વિરાજે ॥ ભલિ

ભણે સ્તુતિ કઇં, જય જય બહુ ઉચરે
ઘુમટ ઘટ ઘોર અતીશય પુરે
દિશે અતી ઉત્સાહ સરવને ઉરે ॥ ભલિ

વિમળ બધું વિશ્વ એણીપેર થાએ
દિયે દોટ આસુરી જીવ બધાએ
બધે સુખ શાંતિ તે સારિ સુહાએ ॥ ભલિ

જગતતણાં દુઃખ નિવારણ કાજે
પધારતી જગ જનની અહિં આજે
જેના ત્રણ લોક મહી ગુણ ગાજે ॥ ભલિ
બને લીન સરવ તે આનંદ માંહે
અકળ મૂજ માત તણો મહિમાય
કહો જય જય જગદંબ સદાય ॥ ભલિ

૩

ભજું હું તો ભકિતથી માત ભવાનીરે
વંદુ વંદુ ચરણકમળ રજ માની ॥ ટેક
પરમ જેનો મહિમા તે સુરગણ ગાએરે
નહી પાર ગાતાં કદાપી પમાએરે
ભલે યુગના યુગ બહુ વહી જાએ ॥ ભજું
અસુર દુઃખદાઇ અનેક સંહાર્યારે
શરણ ત્રણ લોકને દુખથી ઉગાર્યારે
ત્રિપણ ભવજળથી સ્વભકતને તાર્યા ॥ ભજું
સબળ આદિ સૃષ્ટિની સરજનહારીરે
રીઝે અતી અંતરમાં પ્રતિપાળીરે
લહું સદા શકિતને વિશ્વવિહારી ॥ ભજું
સ્વરૂપ તેજ પુંજ અનંત સુહાએરે
દિશા દશ સિંધુથી શું ઉભરાએરે
અગણ શશી તેજ ઘણું ઝંખવાએ ॥ ભજું
નહી દિવ્ય નયનથી પણ નિરખાએરે
કહો પછી પાર તે કેમ પમાએરે
પરમ અતી ગુઢ તે કયમ સમજાએ ॥ ભજું
જુદી જુદી શકિતઓ બુદ્ધિ જે કળતીરે
જુદાં જુદાં રૂપથી વિશ્વમાં મળતીરે
અખુટ એજ તેજ સિંધુ મહીં ભળતી ॥ ભજું
ધરી મેઘ રૂપ સિંધુનું વારીરે

રહે નદી નાળને બહુ વિસ્તારીરે
કરે તૃપ્ત ભૂમીને અંતર ભારી ॥ ભજું
જુદા જુદા તાર તે બહુજ જણાએરે
ગુપત જેમ અંતર વિજળી સુહાએરે
જગત હિત કાર્ય જેથી બહુ થાએ ॥ ભજું
રહી એમ શકિત અખંડીત વ્યાપીરે
સકળ જીવનું એ જિવન છે પ્રતાપીરે
જુએ તે તો જોશે છબી દિવ્ય છાપી ॥ ભજું
લહું એમ તત્વનું તત્વ તે આઇરે
બનું હું કૃતાર્થ સદા ગુણ ગાઇરે
લઉં ચર્ણ શર્ણ પરમ સુખદાઇ ॥ ભજું

---

## ૪

અંબિકાજી માતને સ્મરૂં સદા
હાંરે હરે માત આંધિ વ્યાધિ સર્વ આપદા હોજીરે ॥ ટેક
હાંરે કામધેનુ કલ્પ વૃક્ષ સત્ય એજ છે
હાંરે પરમ પિયુષનું સમર્થ એજ બીજ છે હોજીરે ॥ અં
હાંરે દૈત્ય શુંભને નિશુંભને વિદારિઆ
હાંરે સુર વૃંદને પિડાથી શિઘ્ર તારિઆ હોજીરે ॥ અં
હાંરે લિધો મૃત્યુથી ઉગારી મારકંડને
હાંરે અભય દાઇ આઇ જોય નવખંડને હોજીરે ॥ અં

હાંરે પતિ પુત્ર લક્ષ્મિ રાજ આદિ સંપતિ
હાંરે આપીને પ્રસન્ન સેવકો કિધા અતી હોજીરે ॥ આં
હાંરે એ અજ્ઞાન નીજ ભક્તતણું ટાળતી
હાંરે પુંજ પાપનાં પ્રચંડ પરજાળતી હોજીરે ॥ આં
હાંરે કઠિન બંધનો તે કરમ તણાં કાપતી
હાંરે શ્રેષ્ટ ભકિત મુકિત એ કૃપાળુ આપતી હોજીરે ॥ આં
હાંરે મુકી માતનું હું શરણ કહીં સંચરૂં
હાંરે સેવિ ચરણ કમળ સફળ જિવનને કરૂં હોજીરે ॥ આ

---

## ૫

ચાલો સૈઅર સાથ, મંદીર જાશુંરે
છે નવરાત્રીના દીન, સુખિયાં થાશુંરે
ચાંલ્લો આડ કપાળ, કરિ શણગારોરે
સહુ ચળકીત ઉજવળ વસ્ત્ર, તનપર ધારોરે
પુરજો પુજન પાત્ર, પુજન કાજેરે
જગદંબાનુ પુજન, કરશું આજેરે
આઠમની શુભ રાત રચના સારીરે
છે ઓછવનો આ દીન, પાવનકારીરે
શણગાર્યું મંદીર તોરણ બાંધીરે
ભરી ધ્વજ પતાકા ખુબ શોભા સાધીરે
ફુલના મંડપ માંહ્ય, ફુલની જાળીરે
નહિ તૃપ્તી નયને થાય, રચના ન્યાળીરે

મંડપ શિરપર સોહ્ય, કળસ કનકનારે
શું ઝળકાવે તે એન. કિરણુ દિપકનારે
સિંહાસન તે મધ્ય, મણિમય રાજેરે
શું શશિ ગૃહને નક્ષત્ર, ઉતર્યાં આજેરે
અદ્ભુત તેજે માત, તે પર સોહેરે
કંઇ થાતાં ઝાંખી તર્ત, જન મન મોહેરે
પુરણુ ખીલ્યું છે રમ્ય, વદન કમળ એની
બહુ ઉછળે તેજ તરંગ, નથિ ઉપમા તેની
અમૃત ઝરતાં મુખ, નયનો ચળકે છે
જો ચિતહર મધુરં હાસ્ય, મુખડું મલકે છે
ચળકે બિજનો ચંદ્ર આડ કપાળેરે
તે ત્રિવિધ તાપ તત્કાળ, જિવના ટાળેરે
નાનકડો શું લાલ, ચાંલ્લો શોભે છે
હોશેશું તારો કોઇ, મનડું લોભે છે
ઉજ્વળ મોતી માળ, કંઠે છે ધરતી
શું આદીશક્તિ અંનત અવનીને ધરતી
હીરાકણીના અન્ય, કંઠા ઝળકે છે
શું ગગનસરિતના શુભ્ર, મોજાં ખળકે છે
કંઇ પીળું ઉજળું વસ્ત્ર, મણીમય ચળકારે
ઓપે છે કોમળ હાથ, મણીમય શણગારે
રત્નજડીત નુપૂર, પદ પંકજ વીંટે

૫૬ વંદન કરતાં નર્ત, રૂદય તિમિર મીટે
ઉજ્વળ ફુલના હાર, લાંબા ભારે છે
મૃદુ ખીલ્યાં કંઈક ગુલાબ, હાસ્ય પ્રસારે છે
કુંકુમ છાંટયા કુંભ, કનકના ખીલે છે
શિર જુવારાની શેર, મધુરી હીલે છે
ચંદન અબિલ ગુલાલ, સિંદુર ને ફુલથી
છે મંગળકારી કુંભ, શોભા પાર નથી
અગણિત દીપક જ્યોત, ઝળળ પ્રકાશે છે
ધુપ કપુર સુગંધે ખૂબ, મંદિર વાસે છે
રાત રૂડી રમણિક, ચંદ્રે રહિ ખીલી
શું ઝરતી ભક્તિ પિયૂષ, ભક્તો લે ઝીલી
ચાલો ચાલો સર્વ, સત્વર જઈએરે
કરિ સદ્દભાવે પૂજન, પાવન થઈયેરે
હોંસે માતસમીપ ગરબા ગાશુંરે
લઈ લઈ તાળીઓ સર્વ, ફરતી જાશુંરે
માતતણો મહિમાય, પાર ન આવેરે
શુક સનકાદિકનું ધ્યાન, સહજ ચુકાવેરે
તેનું કીર્તન આજ આપણ કરશુંરે
થાશું પાપી પાવન, દુખડાં તરશુંરે
જય જય અંબેમાત, જય જય આઈરે
કરજો જગનું કલ્યાણ, શ્રીવરદાઈરે

૬

ચરણ કમળ મકરંદનોરે લોલ
લોભી ભ્રમર આવિયો છું પાસ, આઇ અંબિકાજીહો
કિરપા કરોની આજ મૂજનેરે લોલ ॥ ટેક
લહી વિશ્વ વાડી રૂપ રળિઆમણીરે લોલ
મોહી મોહીને ત્યાં ભમ્યો અપાર ॥ આઇ
વિવિધ રંગ રમ્ય ફુલ ખૂબ ખીલીઆંરેલોલ
ચાખિઆ અનેક રસ સ્વાદ ॥ આઇ
નહીં તૃપ્તિ લેશ પામિયો હું એ થકીરે લોલ
થયો ગુંજી છેક શક્તિ હીણ ॥ આઇ
શિત તૃષાદિ સર્વને સહ્યાં ઘણારે લોલ
સુખનો મળ્યો નહી વિશ્રામ ॥ આઇ
તવ પદામ્બુજ માંહી ચિત્ત ચોંટિયુંરે લોલ
અચળ શાંતિદાઇ એ સુહાય ॥ આઇ
પાન ભક્તિનું કૃપા કરી દિઓરે લોલ
વિનવું છું એજ પડી પાય ॥ આઇ

---

૭

શક્તિ નહીં તાયરી કળાયરે હો અંબિકા.
ચૌદ ભુવનમાંહિ તે ગવાયરે હો અંબિકા.
ભૂમિકા ક્રિડાની શું અનંતરે ॥

શારદા ભુલી પડે ધીમંતરે ॥
આદિ શકિત મધ્ય તું વિરાજતી ॥
જ્યોતિ જ્યોતિ વિસ્તર્યું બધે અતિ ॥
વીલસે લીલા વિચિત્ર તાયરી ॥
ઈંદ્રિજાળ સહજમાં શું વિસ્તરી ॥
નવિન શક્તિ ત્યાં અનેક નીપની ॥
દિવ્ય સુંદરી સ્વરૂપ તે બની ॥
આસપાસ તે તને ફરી વળી ॥
તૂજ દર્શણેથી પામતી રળી ॥
સર્વમાં ચૈતન્ય તૂજ રેલતી ॥
શું વિલાસવંતિ ખેલ ખેલતી ॥
તેજના તે કંદુકો સૃજાવતિ ॥
દિવ્ય દંડ હાથમાં સુહાવતી ॥
ચપળ દંડ હાથમાં ઝઝુમતા ॥
શું સજીત કંદુકો એ ઘૂમતા ॥
નવ નવા પ્રકાશિ થાય છે છતા ॥
નહિ જણાય કયાં કંઇ છુપિ જતા ॥
ફેર ફેર સોળ અગણ સુંદરી ॥
સર્વની કૃતિ દિશે લિલા ભરી ॥
ભિન્ન ભિન્ન મંડળો બન્યાં તહી ॥
સૂર્ય માહી મુખ્ય મધ્યમાં રહી ॥
એક આસપાસ અવર સહુ ફરે ॥
મધુર કંઠ, નાદ મધુર ઊચરે ॥
એજ મંડળોની અન્ય છે ગતી ॥

૧૯૮૭



જોઊં શું વિચિત્ર તો દિશ કૃતી ॥
મંડળો સમસ્ત હાથ મેળવી ॥
એક તારમાં અલાપ કેળવી ॥
તાયરી પ્રદક્ષિણા કરી રહ્યાં ॥
લીન સ્તુતી ગીતમાં સહુ લહ્યાં ॥
તુજ તેજ અંશરૂપ એ સહુ ॥
મોહમાં લિલા ભુલાવતી બહુ ॥
નિસ્પૃહા તું સર્વને વિલોકતી ॥
નિર્ગુણા નિરંજના, તું નિષ્કૃતિ ॥
ગગન રંગ પેર સર્વ શોભિયું ॥
સહજમાં સમાઈ સર્વ છે ગયું ॥
જ્યાંહી જોઊં ત્યાં વિલોકું તુજને ॥
નહિ જણાય અન્ય કંઇ મુજને ॥
પાર તુજ શક્તિનો ન પામીએ ॥
વિજય વિજય ગાઇને વિરામિએ ॥

---

૮

તુને વાર વાર મુજ નમસ્કાર છે જો,
સકળ વિશ્વનો તે તુંજ આધાર છે જો ॥ તુને
અધિક વીજળી છટાથી આઇ દીપતી જો,
અકળ ને અગમ્ય ગુપ્ત જીવની ગતી જો ॥ તુને
બહુ રૂપિણી, સુરૂપિણી વિરૂપિણી જો,

પ્રણવ રૂપિણી, વિરાટની સ્વરૂપિણી જો ॥ તુંને
કૃપા રૂપિણી તું, પરમ પ્રેમ રૂપિણી જો,
ચિદાનંદ રૂપિણી તું બ્રહ્મ રૂપિણી જો ॥ તુંને
મણી દ્વીપની નિવાસિની, સુવાસિની જો,
પાપ નાશિની તું સન્મતિ વિકાશિની જો ॥ તુંને
પ્રસન વદન વિમળ મંદમંદ હાસ્યની જો,
સરવ સુમનની તું શક્તિની વિભાસિની જો ॥ તુંને
સદૈવ ચૌદ લોક ચરણ કમળને નમે જો,
અગણુ જીવ તેજ કાજ દેહને દમે જો ॥ તુંને
પરમ જયોતની તું જયોત તે અનન્ય છે જો,
સકળ મંત્રનું તે તૂજ ચૈતન્ય છે જો ॥ તુંને
મુને ભગવતિ હે, ભક્તિ તૂજ આપજે જો,
અચળ ચરણ કમળનો તું દાસ થાપજે જો ॥ તુંને

---

૯

નમું નમું જગ દંબે પાયે, તુજ મહિમા નહિજ મપાએરે ॥ ટેક
રૂદય કમળ અતી સોહ્ય સકોમળ, અંખુટ દયા ઉભરાએરે ॥ નમું
જગ જનનીનું હેત અનુપમ, સુરવરથી ન કળાએરે ॥ નમું
જીવ સકળનું પાલન પ્રીતે, કરતી તે તુંજ સદાએરે ॥ નમું
તારા તેજ બળેથી સંધા, તન વ્યવહાર સધાએરે ॥ નમું
સન્મતિ શશિ શુભ, સોળ કળાનો, તુંજ ખિલવે મુજ માએરે ॥ નમું
વસ્તુ સ્વરૂપનું દર્શણ સાચું, થતાં મીટી ભ્રમ જાએરે ॥ નમું

પુજ્ય પરમ શંકર પદ પંકજ, તુજ કિરપાથી પમાએરે ॥ નમું
દિયે અભય પદ, ભવ ભય ટાળી, ગુણ તુજ ત્રિભુવન ગાએરે ॥ નમું

---

## ૧૦

વિજય જય, જગદંબ માત વડી, મધુર ધ્વની, ધુમતો શું
શુભ ધડી ॥ ટેક
ગગન રહ્યું ગાજી એ શુભ સૂરે, ગિરિ ગુફા ઘોર પ્રગટ પૂરે
ચકિત બની રોમની પંક્તિ ખડી ॥ વિજય
કિધો મુને લીન પુરણ નાદે, ભુલ્યો ભાન મૃગ રાગને સ્વાદે
રહી ધ્વની મહિં ચિત્ત વૃત્તિ જડી ॥ વિજય
રહ્યા ચિત્ર રૂપ હું છેક બણી, નિશાણી જણાય ન વિશ્વ તણી
આનંદની પ્રસરી વળી છે ઝડી ॥ વિજય
અચળ ચળકી રહિ છે વિજળી, ગયો એ પ્રકાશ તિમિરને ગળી
ગયું તન પિગળી નથી છાંયડી ॥ વિજય
ઉડે ઉડે હંસ ઊંચે ઉડતો. ગયો કહીં, ક્યાંહી નથી જડતો
કશી અહી સમજ ન જાય પડી ॥ વિજય
પરમ સુખદાઈ અનુભવ એ, સુભાગ્ય કો તૂજ કૃપ થી લહે
ગાઉં તૂજ મહિમા શું હું માવડી ॥ વિજય

ॐ शान्तिः शान्तिः शान्तिः

# જાહેર ખબર.

## ધર્મ નીતિ શિક્ષણ ફંડ

સુરત મ્યુનિસીપાલ ગુજરાતી શાળાઓમાં એ શિક્ષણ આપવાની ગોઠવણ ચાલુ થઈ છે. પણ આ મોટાં અને અગત્યનાં કાર્ય માટે પૈસાની વધુ અગત્ય હોવાથી વિનંતી કરવામાં આવે છે કે પરોપકારી અને ધર્મ નીતિના શિક્ષણથીજ દેશની ઉન્નત્તિ ઇચ્છનારા સદ્‌ગ્રહસ્થો કાંઈ રકમ એ ફંડમાં નીચે લખેલે ઠેકાણે મોકલી આપશે. તો ઉપકાર સહ સ્વિકારી મોકલેલા પૈસાની પાકી પહોંચ ટપાલ દ્વારા મોકલવામાં આવશે.

**મધવચરામ બળવચરામ**

પેન્સનર શળજડજ—સુરત



# થીઓસોફીને લગતાં ગુજરાતી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| શ્રી મહાભારત | ૦–૧૦–૦ | કઠોપનિષદ | ૦–૫–૦ |
| શ્રી રામચંદ્ર | ૦–૧૦–૦ | ઉત્તરગીતા | ૦–૧–૬ |
| સનાતન ધર્મ ગ્રંથાવળી નં. ૨ | ૦–૧૦–૦ | સન્માર્ગ દર્શક | ૦–૨–૦ |
| સનાતન ધર્મ સંવાદ | ૦–૧–૦ | બ્રહ્મજ્ઞાન ભોમીઓ | ૧–૮–૦ |
| શ્રી કૃષ્ણ ચરીત્ર | ૦–૨–૦ | થીઓસોફી અને ઓકલટીઝમ | ૦–૨–૦ |
| હૃદય વિનોદ ભા. ૧ | ૦–૮–૦ | જીવન અને મરણ | ૦–૧–૦ |
| હૃદય વિનોદ ભા. ૨ | ૦–૮–૦ | દેવલોક | ૦–૪–૦ |
| નીતિ રત્નમાળા | ૦–૨–૦ | સપ્તપર્ણ મનુષ્ય | ૦–૪–૦ |
| કર્મ, જ્ઞાન, ભક્તિ | ૦–૫–૦ | સ્વપ્ન | ૦–૨–૦ |
| મુમુક્ષુનો માર્ગ | ૦–૬–૦ | હિન્દુસ્તાનની ઉન્નતિનો માર્ગ | ૦–૭–૦ |
| હૃદયવાદ | ૦–૪–૦ | ગુપ્તનાદ | ૦–૪–૦ |
| પુનર્જન્મ | ૦–૪–૦ | સુવાસીકા | ૦–૪–૦ |

મળવાનાં ઠેકાણાં

**સુરત—થીઓસોફીકલ સોસાયટી—ગોપીપુરા**

**મુંબઈ—બ્લેવીસ્કીલોજ કોટ નં. ૨૧**